આવૃત્તિ ૧ લી. ] [ પ્રત ૧૦૦૦



પ્રગટ કર્તા
ખત્રી કેશવલાલ દામોદર.

# લીલાવતી નાટકનાં ગાયનો.

કિમ્મત બે આના.









અમદાવાદ.

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

---

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કિમ્મત બે આના.

૪૫૧૬

# લીલાવતી નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### સ્થળ—દિવાનખાનું.

પાત્ર—સુમતિવિલાસ અને ભીમો

**સુમતિવિલાશ**—( રાગ ખુશરહો સનમજા.)

અલ્યા ભીમા ફરવા આજ જવું છે મારે,
માટે નવી ટોપી લઇ આવ્ય પેંરવા કાજે;
જા જલદી પેટી ઉઘાડ કુંચીઓ આ રહી.
લઈ આવજે બુટની જોડ પડી છે જે તહીં.
કે'જે પીતાને જાયે ભાઇ સે'લ ખાવાને,

**ભીમો**—વારૂ કહી આવુંછું જાઓ તમે ન્હાવાને;
(સ્વગત) શાથી શેઠ લુગડાં નવાં નવાં માગેછે;
આ તાલમેલનો તોર જુદો લાગેછે.
ગુપ્તપણે જઈને ચર્ચા જોઉ સાક્ષાત,
પછી આવી શેઠને કહેવી સઘળી વાત.

**સુમતિવિલાસ**—( આવીને. )

કયાં મેલી ભીમા લાવ્ય ટોપી તું મારી.

**ભીમો**—લ્યો સઘળું આ તૈયાર જાઓ શણુગારી.

**સુમતિ**—ધન્ય ધન્ય ભીમા આપું શાબાશી તુજને;
હવે જઉં ફરવા કાજ વાર થઈ મુજને.

**ભીમો**—( ગયા પછી ) **ગીતી**

ભેદ ભાઇનો ભારી, તેથી હું પણ જઉં જોવા કાજે,
ચર્ચા સૌ નિહાળી, શેઠને સઘળી જાણ કરૂં આજે.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—ગુણકાવાસ**

**પાત્ર**—કામલતા, કુમુદસુંદરી, સુમતિવિલાસ, ને ભીમો

**સુમતિવિલાસ—** **માઢ**

કેવી પેલી રમ્ય દીસેછે સુંદર રમણીનાર,
દેખી અને દુરથી મારા દિલમાં આવે પ્યારરે—ટેક.
મુખ મનોહર શું મલકતું, કંઠ મુક્તા હાર;
સુખકર સેંથોશીર પરછે. ભમ્મર ધનુષ્ય કટારે.—કેવી.
અત્તર અગરજા અંગ વિલેપી, બેઠી ઝરૂખા માંય;
દેખી દીલમાં દાવાનળ સળગ્યો, કામ કરે ત્રાહ્યત્રાહ્યરે—કેવી.

**ભીમો—** (ગુપ્તપણે) **ગીતી**

પ્યારથી ભાઈ પીડાતા, ફાંફાં મારે મળવાને કાજે;
એ પેલી કો'ક આવે, નાશ બાપુ ભોગ મળ્યા આજે.

**કુમુદસુંદરી—** **ગ્રજલ**

શેઠ કેમ ઉભા રહ્યા શું વિચારો આપ;
સ્નેહ ધરીને સાથે આવોટાળી તનના તાપ.
શરમ શાને માટે રાખો આપ છો ચતુર.

**સુમતિ**—ચાલો આવવાને માટે ખુશી મારૂં ઉર.

**કામલતા—** **ઝંઝોટી ઠુમરી**

મુખ જોવાને પ્યારા તલપી રહી
તલપી રહી તલપાવી રહી મુખ૦
જરા વારમાં મન હરી લીધું;
પધારોને પ્યારા બેસો અહીં. મુખ૦

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—સદાફળની હવેલી.

**પાત્ર**—સદાફળ, સેંજલદે, ભીમો.

**સદાફળ**— ત્રીતાળી ચોપાઇ.

પ્રાણપ્રીયા સુંણો વાત કહું, પુત્ર નીવડયો ડાહયો બહું,
વ્હાલો લાગે બેટો બુદ્ધિશાળી, એના વડે છીએ ભાગ્યશાળી.
લઇ લગ્ન હું પરણાવું પ્રીતે, લ્હાવો લઈએ સંસારની રીતે;
સજોડ બાળ જોઈને ઠરસું, ધર્મ કાર્ય સુખે નિત્ય કરશું.

**સેંજલદે**— સદર.

સ્વામી સત્ય સૌ વાત તમારી, પ્રીતે પરણાવી પુરૂં હોંશ મારી;
"બાઇ" કહીને બોલાવે વહુ, એવી સંતોષીને સદા રહું.
કોણ જાણે કે મરશું કાલ, માટે લગ્ન એનું લેવું હાલ;
પત્ર લખી વેવાઇને જણાવો, જેમ જલદી બને તેમ બનાવો.

**ભીમો**— ગીતી.

શેઠ સાહેબ સુંણોને, સત્ય વાત હું કહુંછું વિસ્તારી;
ગયા ઘેર ગુણકાને, સુમતિ શેઠે કરી એથી યારી.

**સદાફળ**—અરે વાત આતેશી? પુત્ર આપણો નીવડયો વ્યભીચારી
જઇ ઝટ રાજાને, જણાવી રાંડને દંડ દૈઉં ભારી.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—રાજ્ય કચેરી.

**પાત્ર**—સદાફળ, કનકસેન, બુદ્ધિસાગર, વિદુષક.

**સદાફળ**— ( કહું શું નશીબે દુઃખીયો રાહ. )

અરજી રાજાજી દુઃખની સુંણોને, સ્હાય કરીને શત્રુ હણોને—ટેક.
સુમતિવિલાસ જે પુત્રછે મારો, ગુણકા તણો એ યાર બન્યોછે.

લગ્ન અમારે લેવું છે એનું, અપાવો મ્હેર કરીને અમોને;
પરહાડ તમારો કદી નહીં ભૂલીયે, નમી નમી લાગું પાય તમોને.

**કનકસેન—** **ગજલ.**

જાઓ પ્રધાનજી તમે, ગુણકાને ઘેર;
સુત નગરશેઠનો, લાવો કરી પે'ર.
વિવિધ પ્રકારે એ વેસ્યાને, સમજાવજો ત્યાં;
તાકીદ કરી તેડી લાવો, શેઠ સુત જ્યાં.

**બુદ્ધિ—** હુકમ આપનો ઉઠાવી જઉ હું જરૂર;
એક ઘડીમાં ખડો કરૂં, આપની હજુર.

**વિદુ—** ઉભા રહો જાઓ નહીં, મારૂં પણ છે કામ;

**બુદ્ધિ—** રાજાજીની આગળ જઈ, કહેજે તું તમામ.

**વિદુષક -** મેરા કાજી સાહેબ-એ રાગ.

સાચુ સુણો સાહેબ, સાચુ સુણો સાહેબ;
ઘરની રાંડ મને રોજ રગડે. સાચુ૦
બહાદુર બંકો અહીં બનુંછું, ઘરમાં થઉ ગરીબ;
સોમણ તેલે ચાલે અંધારૂં, મારે ધીબાધીબ. સાચું૦
ખાવાની જો ખુશી હોયતો, નારી સામો નાચું;
નહીં તો નીરાશ થઇને, પોહોળું કરવું ડાચું. સાચું૦
ભભકો મારો ભાળી ભુંડી, ડરે નહીં લગાર;
આંખ્ય કરૂં તો આડું લઇને, મારે મુજને માર. સાચુ૦
વગર વાંકે લડવા આવે, લોટ ફાકતી સામી;
અંધારામાં ઉભી હોયતો, જાણે ભૂતની મામી. સાચુ૦

**બુદ્ધિસાગર—** **ગીતી.**

કહ્યા મુજબ કરી આવ્યો. મહા મેહનતે સમજાવી એને;
કાલે તે મોકલશે, ..............................

**રાજા—**પૈસો ખરચી પરણાવો તેને. ..............

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ધનપાળશાહુની હવેલી.

**પાત્ર**—ધનપાળશા, લક્ષ્મીબાઈ, પછીથી ગોર.

**ગોર**— **ત્રીતાળી ચોપાઇ.**

શેઠ સુણોને મારી વાત, કોશામ્બીથી આવ્યો લગ્ન માટ:
સદાફળ શેઠના છે જુહાર, પુછ્યા વેવાણે સમાચાર.
આ કાગળ જુઓ આપનો, પ્રત્યુત્તર આપો તે તણો;
જવુંછે પાછું જલદી મારે, કહો વીવાહ ક્યારે આદરે.

**ધનપાળશા**— **ગજલ બીહાગની.**

શાણી પ્રીયા સુણ વાત મારી, આવ્યો વેવાઈનો પત્ર;
બ્રાહ્મણ સાથે બહુ હોંશ ધરી, મોકલ્યો છે અત્ર.
માટે શો વિચાર તાહરો, કહેને મને આજ;
ઉત્તર માટે ખોટી ક્યારનો, થાયછે માહારાજ.

**લક્ષ્મી**—લખો કે લગ્ન આદરજો, વાંચીને આ પત્ર;
**ધનપાળ**—ચાલ ત્યારે લખીયે, કે લાવો જાન યત્ર.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ગુણકા વાસ.

**પાત્ર**—કામલતા, સુમતિવિલાસ.

**કામલતા**— ( સહીયર દુઃખ શું દાખવું. એ રાહ.)

પ્યારા તમે તજીને મને, જશો આપ ભુવન;
તેથી વિયોગે ઝુરી મરીશ, દાવાનળ ઉઠે તન. પ્યારા૦
નહીં ભાવે કદી મુજને, ખાવાં ભોજન રસાળ;
સુવું ગમે નહીં સેજ્યા મહીં, નવ છોડો મયાળ. પ્યારા૦

**સુમતિ**—શોક સા છોડો સુંદરી, ધારી હૃદયમાં ધીર;
અશ્રુપાત કરી ભીંજવ્યું, શાથી શાણી ચીર. શોક૦
અતી આગ્રહથી પરણવા હુંતો, જઉં પોતાને ધામ;
પરણી પાછો તુરત વળું, પ્રીયા મુકી તે કામ. શોક૦
વચન તેવું આપું તને, ખાઉ ધર્મના સમ;
પરણી તજીને પાછો વળું, છાનોમાનો આ ગમ. શોક૦

**કામલતા**— **ગીતી.**

વચન આપનું પળજો, હાલ રજા હું તમને તો આપું;
કહ્યા મુજબ નહીં આવો, તો હું નિશ્ચે શિશ આ કાપું.

**સુમતિવિલાસ**— **પીલુ.**

નહીં નહીં છોડનાર, પ્યારી નહીં નહીં હું છોડનાર;
કેમ તને તજું પ્રીયા, તું છે હૈયાનો હાર. નહીં૦
ચંદ્ર વદન જોઇ તારૂં જીવું ચકોર;
તેને માટે વ્હેમ ન, લાવ્ય દિલદાર. નહીં૦

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—સદાફળની હવેલીનો ચોક.

**પાત્ર**—સદાફળ. સેંજલદે, અને ગાનારીઓ,

**સેંજલદે**— **ત્રીતાવીચોપાઇ**

ખારેકો લાવો સ્વામીનાથ બાહાર બેઠો ગાનારીનો સાથ;
લાણી આપું તે લઈ જાય, ઘેર જઇ ઝટ તૈયાર થાય.
પારેખ પાસે બચકા બંધાવો તમે જઇને વેહેલો જોડાવો,
પેટી માંહીથી કાઢવી પુંચી, માટે આલતા જાઓ કુંચી.

**સદા**—લે કુંચીઓ આપું તુજને લેવું હોય લઇ આપ મુજને;
હેંડ ખારેકો પણ બતાવું, પછી બેહેલ્યો જોડાવી લાવું.

ગાનારીઓ— ચોકમાં ગાયછે.

ભમરા પેહેલો વધાવો મારે આવીઓ,
મેંતો મોકલ્યો મારા દાદાને દરબારરે;
વાડીના ભમરા દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની ટેક.
મારી દાદીએ હરખે વધાવીયો,
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડારે વાડીના.
ભમરા બીજો વધાવો મારે આવીઓ,
મેંતો મોકલ્યો મારા મામાને દરબારરે.વાડીના.
મારી માતાએ હરખે વધાવીયો,
મારા મામાએ ઝાલ્યા પાલવ છેડારે. વાડીના.

## પ્રવેશ ૪.

### સ્થળ—લગ્ન મંડપ.

### ધન્યપાળશાહ તરફથી ગાનારીઓ.

લાડો તો હુચે હુચે મંડપોરે, લાડીને કંસાર નવી ભાવેરે;
લાડો તો દુકાળમાં આવ્યોરે, લાડી તો સુકાળમાંથી આવીરે.
લાડો લાડી જમે કંસારકે, સામો વેવાઈ ટળવળે;
બેટા. મને આંગળી ચટાડકે, કંસાર કેવો લાગેરે.
સોળ વરસના સોમૈયાને, ફેરા ફરતાં ન આવડ્યારે;
નાની મારી લીલાવતી બેનને, ફેરા ફરતાં આવડયારે.

### સદાફળ તરફનીગાનારીઓ

એક ઝારા ઉપર ઝારીરે, એતો લાડી થઈ અમારીરે;
એતો અમારાં કહ્યાં કરશેરે પેલી વેવાણનાં બોલ પુંઠે ધરશેરે.
ઉંચે ટીંબે ઘંટી કેસર જાનીરે, લોટ પડે ફરસુળી કેસર જાનીરે;
લોટેલાટે થુલુ કેસર જાનીરે, વેવઈની આંખ્યમાં ફુલુ કેસર જાનીરે.
એ ફુલુ કેમ મટશે કેસર જાનીરે, ઉનાળે ઓગળસે કેસરજાનીરે.

**અન્યઆળશાહ તરફથી ગાનારીઓ**

લાડી આપી પાડી આપી જાનૈયાની માડી આપી તોયે લડધા માંડવા હેઠેરે.

( પછી વરકન્યા પરણી ઉઠેછે ને જાન જાયછે. )

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### શીયળ—સુમતી વિલાસનું શયનગૃહ.

**પાત્ર**—સુમતિ વિલાસ અને લીલાવતી.

**સુમતિ વિલાસ**—( ઉઘતી જોઇને. )

**ગીતી.**

અરે ! અહીં શીદ આવ્યો, ચાલ પ્યારીને જલદી મળું;
મુજ વિયોગે તેતો, થઈ રહી હશે દિલે બળું બળું.

**લીલાવતી**—( ઉઠીને પતીને ન દેખ્યાથી. )

**કલ્યાણ.**

સ્વામીનાથજી, શીદ મને તજી;
પરણીને હું પેહેલે આંણે, આવીછું હજી; ( એ ટેક. )
માત તાતને સગાં સબંધી, કેરો તોડી સંગ;
આશા ભેર આવી અહીંયાં, કેમ દમો છો અંગ. સ્વામી.
સુવસ્ત્રો સળગાવે મુજને, નહીં ભોજન પર ભાવ;
કેમ કરો છો કઠણ આવો; સ્વામી આપ સ્વભાવ. સ્વામી.
મશ્કરી મારી કરતા હો' તો, આવો જલદી નાથ;
કો'તો પ્યારા સામી આવું, ગ્રહું તમારો હાથ. સ્વામી.

( આસપાસ જોતાં નજરે ન પડવાથી ગભરાઈને. )

**રાગ સીતાજીના મહીનાનો.**

શું કરૂં હવે જગનાથ, દુઃખ અતી થાય છે;
પતી વીના પડે નહીં ચેન, જીવ મુંઝાય છે.
ગયા હશે તે ગુણકા ઘેર, મને એમ લાગે છે,
કરજો સ્હાય મને ઓ ઇશ, પુત્રી તારી માગે છે.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—વેસ્યાવાસ.

**પાત્ર**—કામલતા, સુમતિ વિલાસ.

**કામલતા**— (પીયુને તજાવનાર. એ રાગ.)

કાયા આ કરમાય મારી મુખ જોને સુકાય;
ધૈર્ય ધાર્યું રહેતું નથી, મનડું મસ મુંઝાય.
હજુ સુધી કેમ નહીં આવ્યા પ્રાણપતી;
તેથી દુઃખ દિલ મારા થાય છે અતી.

**સુમતિ**—( પ્રવેશ કરીને. )

**રાગ.**

અરે પ્યારી મારીતું નવ કરં ઉચાટ, છોડી પ્રીયા દોડી આવ્યો તારે માટ.
શુદ્ધ ચિતે પ્રીત રાખે મુજપર. તેથી હું થઉં છું અતિ ખુશ ભર
રંગે તુજ સંગે રમું નિત્ય નાર, કદી હવે પ્યારી હું નહીં જાઉ બહાર
દીલે ગભરાશો ન ગુણીછો આપ, આવો હોંસે ભેટીને ટાળીએ સૌ સંતા

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ધન્યપાળશાહનું ઘર,

**પાત્ર**—લીલાવતી. લક્ષ્મીબાઈ.

**લક્ષ્મીબાઇ**— **ત્રીતાળી ચોપાઇ.**

ભલે આવી તું પુત્રી મારી. કહે કુશળ છે જાત તારી;

સાસુ સસરાનો કેવો સ્વભાવ, કેવો નેહ રાખે તારો નાવ.
અણધારી તું કેમ "આ" આવી, કહે કોને તને દુઃખાવી;
શું દુઃખ પડ્યું તુજ માથે, કે તરછોડી તને નાથે.

**લી૦**—સુણ વાત તું માતા મારી, હું સત્ય કહું વિસ્તારી;
સાસુ સસરાનો સ્વભાવ સારો, પણ વ્યભિચારી વર મારો;
રાખી ગુણકા તે દુઃખ ભારી, નથી રેહેવાતું ધીરજ ધારી.
તેથી અણધારી હું આવી. મારા સમ રહે એન છાની.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—સદાફળની હવેલી.

**પાત્ર**—સદાફળ, સેંજલદે.

**સદાફળ**— બનજારો.

શાણી પ્રીયા સુંણો મારી, વંઠયો પુત્ર વ્યભીચારી એ ટેક.
આબરૂ ગુમાવી એને, શું શીખામણ દઉં તેને.
નથી છોડતો ગુણકા યારી. વંઠયો.
ઉપાય નથી હવે કાંઈ મારો, બહું જોઈ પુત્ર નઠારો;
લોક કરે મશ્કરી મારી. વંઠયો.

**સે૦**—શોક તજીને તેડવા જાઓ, કરી આણું વહુને લાવો;
ઘણી ડાહી સુતની નારી, તે આવશે સંગે તમારી,

સ૦—તુજ કહેવાથી હું વાધું, ચાલો હું પણ ભાથું બાંધું;
લાવો કળાશ્રી સુતની નારી, તે આવશે સંગ તમારી.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—લીલાવતીનું પીયર.

**પાત્ર**—લીલાવતી, લક્ષ્મીબાઈ, અને સદાફળ.

**લીલાવતી**— લાવણી.

મને સહાય કરો મહારાજ, દુઃખની દાઝ, સુંણીને આજ, નમું છું તુજને

ઝટપટ મેળવવા નાથ યુક્તિ દો મુજને.
છે પ્રીતી ગુણકા સાથ, વિપયીનાથ, જોડી કહું હાથ, અરજ સુણ મારી
દયા લાવો દીન દયાળ પ્રભુજી મોરારી.
રાખે વેશ્યાથી પ્યાર, મોજ અપાર, કરે વારંવાર, વીસારી મુજને;
ઝટપટ મેળવવા નાથ યુક્તિ દો મુજને.

**લક્ષ્મીબાઇ**—( પ્રવેશ કરીને. )

**ગજલ.**

અરે પુત્રી સુણ વાત, કહું તુજને આજ;
સસરા તારા તુજને, આવ્યા તેડવા કાજ;
માટે કહે શાણી તારો, કેવો છે વિચાર;
અરે હમણાં એ આવશે, સંદેહ તારો ટાળ.

**લીલાવતી**—સુણી માતા મારી તમારી મેં વાત,
ભલે સસરા આવ્યા, થઉં રળીયાત;
જઉં એમની સંગે, ખુશીથી હું ઘેર.
સુધારૂં સ્વામી ત્યાં, કરી કાંઇ પેર.

**સદારૂળ**—( પ્રવેશ કરીને. )

**ગીતી.**

વીચાર છે વહુ કેવો, વખત થયો જવું લાંબી વાટે;
**લીલા**—લાવો લુગડાં માતા, જવું મારે સસરાની સાથે.

## પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—લીલાવતીનો ખાનગી ઓરડો.

**લીલાવતી**— **બેત.**

અરે દૈવ ! અરે દૈવ ! ! કહું શું તુજને,
સ્વામી વિયોગે શું રખડાવે મુજને;

એવા શા અપરાધ કીધામેં તારા,
કે જેથી નાથ નથી બોલાવતા મારા.
આવી પીયરથી હું ધરી મન ઉમેદ,
પણ ગાટે તોયે પામવો પડયો ખેદ;
કેમ મળે ? કેમ મળે ? મુજને જીવન હાર,
યુક્તિ તેની બતાવ તું ! હે પ્રભુ દાતાર;
( થોડી વાર વિચાર કરીને )
હાં ! હાં ! યાદ આવ્યું મને દહી ખાયે દિલદાર,
માટે મહીડું વેચવા બનું હું મહીયાર,
સસરાને જઈ સુંચતું મંગાવું મહીપીચાર;
ભરવાડણ પછી થઈ, ભોળવું હું ભર યાર.

**લીલાવતી**—( સદાફળની પાસે જઈ. )

ચાંપરાજનો રાગ.

સાસુ સસરા (૨) એક અરજી સુણો મારી,
ભોળવવા મુજ નાથને મેં યુક્તિ યોજી સારી.
થઈ ભરવાડણ (૨) હું મહી વેચવા જાઉં,
વેર મારૂં એ રાંડથી, પછી કપટે વાળી આવું;
માટે મહીપીયો (૨) તમે મંગાવી દોતો સારૂં,
અરજી મારી ધારી ઉરમાં કહ્યું માનોને મારૂં.

**સદાફળ**— **ગીતી.**

ખરી વાત છે વહુ, મંગાવું હું મહીપીઓ આવાર;
બની રૂડી મહીયારી, મહી વેચવા જજો તમે તે ઠાર.
**સેજ**—વીવેકી વહું ભારી, તેથી આનંદ મારે ઉર;
**લીલા**—આપ પુન્ય પ્રતાપે, નાથ મેળવી દુઃખ કરૂં સૌ દુર.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ગુણકા ભુવન.

**પાત્ર**—લીલાવતી, સુમતિવિલાસ, કામલતા, ને દાસીઓ.

**લીલાવતી**—કોઇ ગોરસ લ્યોરે, કોઈ ગોરસ લ્યો.

( એ ચાર વાર ગાયછે. )

**સુમતિવિલાસ**— રાગ કેરબો.

લટકે મટકે ચાલે મહીયારી, આ કેવી રૂડી ચાલ;
કેવી રૂડી ચાલ રે, આ કેવી રૂડી ચાલ. લટકે૦
શીર મહીની મટકી મેલી, બોલે મીઠાં વેણ;
ઝાંઝર પગમાં રૂમઝુમ વાગે. વીજ ઝબુકે નેણ. લ૦
કુમકુમ કેરો ચાંલ્લો કપાળે, સેંથો પુર્યો શીર;
મહી વેચવા કરે લલકારો, પેહેર્યું સુંદર ચીર. લટકો૦
ઇંદ્ર અપ્સરા એની આગળ, દીસે દાસી તુલ્ય;
એને હું બોલાવું અહીંઆં, મહીનું પુછું મુલ્ય. લટકો૦

**સુમતિ**—( લીલાવતીને જોઈને. )

**સદર.**

રૂડી મહીઆરી અહીં આવો, મારે મહીં લેવુંરે;
મહી લેવુંરે, મારે મહી લેવુંરે. રૂડી૦
એક શેરનું શું તું લેછે, સત્ય ભાવ બતાવ;
મટકી મારે લેવી તારી, માટે મ્હેલમાં આવ. રૂડી૦
મ્હોરો મેં માગી આપું, સારૂં દહીં તું આલ;
ખાતાં ખીર જેવું લાગે, એવો જોઇએ માલ. રૂડી૦

**લીલાવતી—** **ત્રીતાળી ચોપાઇ.**

માર્‍ં મહીં છે લાલ સારૂં, ખુશ કરો ખાઇ મન તમારૂં;
આપ પુરા પરીક્ષક પ્રમાણુ, ચાખી જુઓ ચતુર સુજાણુ.

**સુમ**—કહો વસો તમે કીએ ગામ, વળી શું છે તમારૂં નામ;
કોણ કુળે જન્મ છે તારો, વળી કેવો સ્વામી તમારો.

**લીલા**—રાજપુરે વસું વાસો લાલા, અમે મહીયારણ મતવાલા:
શા કારણે પુછોછો લાલ, શું કરવું છે વેવીશાળ.

**સુમ**—મને પ્રેમ તારાપર આવે, બહુ પ્યાર વળી સતાવે;
તેથી જવા દેવી નથી ગમતું, તુજ વિના ચિત્ત રે' ભમતું.

**લીલા**—તમને તો ગમે ગુણકા નારી, નવ ગમે અમ જેવી નારી;

**સુમ**—શીદ કરોછો મસ્કરી મારી. વારે વારે કહું શું મહીયારી.

**લીલા**—પ્યારા પ્રીત હોએ જો કરવી, તો વેસ્યાને અળગી ધરવી:

**સુમ**—એમ કરવાનેછું તૈયાર, કહે તો આવું સંગે આ વાર.

( કામલતા ગુપ્ત પણે ચર્ચા જોતી હતી તે પ્રવેશ કરીને. )

**કામલતા—** **( ક્ષત્રીકલંકનો. )**

ચુપ કપટી ઓ રાંડ છીનાળ, શીદ આવી તું મ્હેલ મારેરે;
તારા મહીંમાં નથી માલ. ઝટ જાને તું ઘેર તારે રે.
અલી જાતની નથી મહીયાર. શીદ આવી તું મ્હેલ મારેરે.
કોક કપટી દીસે છે નાર. ઝટ૦
કરી ઠગાઇ ભોળવે મારો યાર. શીદ૦
હવે આવીશ નહીં ગમાર. ઝટ૦
ફરી આવે તો મટકી ભાગું હુંજ; શીદ૦
છાનીમાની રોતી રહીશ તુંજ. ઝટ૦

**લીલાવતી**—( અતી ક્રોધાતુર થઇને. )

અલી આવડો શો કરે અહંકાર. ગમાર જાત ગુણકા તારીરે.

તારા જેવી તો દીઠી મેં હજાર. ગમાર૦
ભોળા ભોળવી લાગેણી લૂંટલૂંટ. ગમાર૦
પણ પ્રભુ પાસે નથી તારી છુટ. ગમાર૦
કદી ખોટી નવ ખરચે બદામ. ગમાર૦
તે ખરચે શું મ્હોરો મહી કામ. ગમાર૦
તું "પ્યારી" થઈ ઉપજાવે મૂલ. ગમાર૦
પણ આખર છે ધુળની ધુળ. ગમાર૦
કદી તારાથી હું નથી ડરનાર. ગમાર૦
તારા જેવી મારે લુંડી હજાર. ગમાર૦

**દાસીઓ**— (દાદાજી શું કરો એ રાહ.)

હે બાઇ શું કરો કર્મ આ, થશે હાની તેથી ભારીરે; બાઇ.
તેનો વિચાર લાવો દિલમાં, સુણો અરજી અમારીરે. બાઇ.
નીચી જાતની એ ભરવાડણ, ક્યાંથી હોય મતી સારીરે; બાઈ.
સમજુ શાંણાં આપછો બાઈ, જક કરવી ન સારીરે. બાઈ.
બક બક છોને રાંડ એ કરતી, એવી બહુ મહીયારીરે; બાઇ.
માની અમારૂં મ્હેલમાં પધારો, શાંતી લ્યો દિલ ધારીરે બાઇ.

**કામલતાં**—(સુમતિવિલાસને) **ગીતી.**

સુણો પ્યારા મારા, નથી મહીઆરી એ ધુતારી નાર;
પ્રીત માટે તમ સંગે, આવીછે તે કપટ કરી આ ઠાર.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—લીલાવતીનું સયન ગ્રહ.

**લીલાવતી**— (ગીરધારીરે વાત કહુ તં એરાહ)

પ્રભુ પ્યારારે, અકળ ગતીછે તારી પુરો આશા સૌ મારી;
હું માનીશરે ઉપકાર બહુ બહુ તારો, તમે પુરો મનોરથ મારો.

**ઝુલ**—હું દાસી સદા તમારીરે, ઝટ મેળવ મુજ વીહારીરે;
તુર્ત તજાવી વેશ્યા નારીરે વદુ સાચુરે વળી વળી દાસી તારી. પુ૦
તુજ સ્હાયેરે, નાણું લાવી તાંણી, તેથી ગુણકા ઘણું ગભરાણી;
બહુ લાવેરે વેર મારા વીશે મનમાં, એટલું દુઃખ મારા તનમાં.
**ઝુલ**—વશ થયા મુજ કેખીરે, ખુશ પાયે મુજને હારે;
પણ રાંડ મારે બહુ સેખીરે, તેનો બદરે દેને તુજ ઉતારી. પુ૦
તમે હવેરે, મેળવો મારા સ્વામી નમી નમી કહું અંતર જામી;
બહુ માનુરે, આભાર ઈશ તમારા, તમે પુરો મનોરથ મારા.
**ઝુલ**—પ્રાણપતી મેળવવા ચાહુંરે, વળી હરનીશ તુજ ગુણ ગાઉરે;
દેવ દર્શન કરી ખુશી થાવુંરે, એવી આશારે લઉં અંતરમાં ધારી. પુ૦

## પ્રવેશ ૩ જો.

### સ્થળ-વેશ્યાવાસ.

**પાત્ર**--કામલતા લીલાવતી સુમતીવિલાસ.

**કામલતા**— રાગ

હાય, આ શી દશા મારી થઇ, પ્યારાથી કાં દુરે કરી;
બેભાન થઈ ભૂલી ગઈ, બચાવતું દયા ધરી. હાય.
કરે જુલમ બહુ મુજપર મ્હોરો ધુત્તી ભરે તે ઘર;
માટે દયાળુ સ્હાય કર, માગુ હું ફરી ફરી. હાય.
લોભી નિત્ય આવે જેમ, સદા તે આવેછે તેમ;
પૈસા લેવાય લેછે તેમ, એથી ઉગારો દયા કરી. હાય.

**લીલાવતી**—કોઈ મહી ખરીદોમારૂં, લાલા મહી ખરીદો મારૂં.
તે સ્વાદે લાગે સારૂ, લાલા મહી ખરીદો મારૂં.

**કામલતા**— કેરબો.

નથી લેવું મહીયારી મારે મહી તારૂરે,
મહી તારૂરે, સુણ, મહી તારૂરે. નથી.

કામલતા—તમે જશો શું એની સાથ!
લીલાવતી—તારાં દેખતા ગ્રહું હાથ!
૧-૩- હારી હારી તું પડી પછાત.

( સુમતિવિલાસ લીલાવતીની સાથે જાય છે. )
સુમતિવિલાસ વેશ્યાને તુચ્છકારી અતિ
આનંદથી લીલાવતી સંગે જાય છે
તે વખતે આકાશવાણી થાય છે.

आकाशवाणी— **मालीनी छंद.**

परम अचळ जोडुं, आप रेहेजो सदाए;
अविचळ वर कन्या, शान्ती पामो सदाए;
शरद पुनम खीले, चंद्रमा जे विभुजी,
उदय अम्मर बन्ने, राखशे नित्य प्रभुजी.



સ્વાદ બળાગે શો મહીમાં તારા એવી સારૂં પાણી;
માટે તું ન આવીશ કદી, કહ્યું મારૂ માની. નથી
ધુતારી તુ ધુતવા આવે, નિત્યે મારા દ્વાર;
હવે કદી અહીં આવીતો, મારીશ તુજને માર. નથી.

**સુમતીવિલાસ— ભેરવી ત્રીતાળી.**

એના ઉપર પ્યાર, આવે મને, એના ઉપર પ્યાર; ટેક.
ભલે હોગે એ ધુતારી, પણ મારી દિલદાર. આવે૦
ઇંદ્ર અપ્સરા જેવી રૂપાળી, અજબ દેખું એનાર. આવે૦
જ્યારે દુરથી દેખું એને, ઉપજે હર્ષ અપાર આવે૦

**(શાકી સરાબ એકીલા એ રાહ.)**

**કામલતા**—શેઠ બોલ્યા એ તે શી વાત!
**સુમતી વીલાસ**—સત્ય એ છે સૌ સાક્ષાત!
**લીલાવતી**—કેમ રાંડ પડી તું ચાટ!
**૨-૩-** હારી હારી તું પછાત!
**કામલતા**—અરે વિચારો પ્રાણનાથ!
**સુમતી**—મને ગમે ન તારો સાથ!
**લીલાવતી**—હવે ઘસીને રો'તું હાથ!
**૨-૩-** હારી હારી તું પડી પછાત!
**સુમતી**—ચાલ જા તારૂં મુખ દાટ!
**કામલતા**—ક્રોધ કરોછો સાને માટ!
**લીલાવતી**—કેવો મુખે ખાધો છે કાટ!
**૧-૩-** હારી હારી તું પડી પછાત!
**સુમતી**—નથી તારો હું પ્રાણનાથ!